બાલગ્રન્થાવલિ-પુ. ૨

# દેવકથાઓ

: લેખક :

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

: પ્રકાશક :

ગુજરાત સાહિત્ય મંદિર

અમદાવાદ

આવૃત્તિ ૧
૧૯૮૪

છુટક કી. ૦-૬-૦
ગ્રંથા. ગ્રાહકને ૦-૪-૦

# પ્રસ્તાવના

નાનાં બાળકો– પછી તે ઉમરમાં નાનાં હોય કે જ્ઞાનમાં નાનાં હોય– કોઇ પણ વિષયને વાર્તાદ્વારા જ સહેલાઇથી સમજી શકે છે. દલીલો કરતાં દાખલા જ એમને ગળે જલદી ઉતરી શકે છે. આપણાં પુરાણો તેમજ રામાયણ–મહાભારત જેવા ઇતિહાસગ્રંથો આવાં બાળકોને માટે જ ખાસ લખાએલા હતા. આપણો દેશ જ્યારે આખી દુનિયામાં સૌથી આગળ પડતો હતો તે વખતના મહાન્ પુરૂષોના મનમાં તરવરતા વિચારો. અને તેમના હૃદયો પર રાજ્ય ભોગવનારી વ્યક્તિઓનાં ચરિત્રો તેમાં ગુંથાયેલાં છે. વર્ષો વીત્યા છતાં આજે પણ તે વિચારો અને તે વ્યક્તિઓ આપણા મનમાં જાણે જીવતાં જાગતાં છે. એક ઘઉંમાંથી જ ઘેંશ, રોટલી, લાડવા અને બિસ્કીટ આપણે પોતાની સગવડ તથા રૂચિ મુજબ બનાવીએ છીએ તેમજ અનેક કથાકારો અને કવિઓએ એ વિચારો અને વ્યક્તિઓનાં ગુણકીર્તન પોતાના જમાનાને અનુકૂળ રીતે ગાયાં છે. આપણા તુકારામ અને નરસિંહ મેહતા, આપણા શિવાજી અને પ્રતાપ આપણને આટલા પૂજ્ય થયા તે

આ ગ્રંથોમાંની કથાઓ એમને ગળથૂથી સાથે મળી હતી તેને જ પ્રતાપે.

આપણો દેશ આજે દુનિયામાં પાછળ પડી ગયો છે. સદ્ભાગ્યે આપણને હવે તેનું ભાન થતાં ફરી એક વાર પોતાનું ઉંચું સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગી છે. અને તેમાં મદદ મળે એ સાચી જ આશાથી આ આપણી પુરાણી મૂડી આપણે તપાસવા લાગ્યા છીએ.

સારામાં સારી ચીજને પણ માણસ પોતાના સ્વાર્થ અને અણસમજથી ઝેર જેવી બનાવી દે કે કુવડ બૈરી ધાનની ધૂળ કરે તેમ આ પ્રાચીન કથાઓમાંથી પણ માણસોએ અનેક વ્હેમ, ઢોંગ, અને જડતા ઉત્પન્ન કર્યાં છે. ત્યારે બીજી તરફ આવો અનર્થ જોઇને કેટલાક ભણેલાઓ મૂળ ગ્રંથોને જ નકામા માનવા લાગ્યા છે, અને નાસ્તિક જેવા બન્યા છે. બન્ને સંકટોમાંથી બચવા માટે એ ગ્રંથોનો અભ્યાસ ખંતથી અને શ્રદ્ધાથી કરવાની જરૂર છે.

ત્રણેક વરસ ઉપર પ્રસિદ્ધ થયેલું ભાઇ ચન્દ્રશંકર શુક્લનું 'સીતાહરણ' આવા અભ્યાસની રૂચિ પેદા કરે તેવું ઘણું જ સુંદર પુસ્તક છે. આજે ભાઇ ચંદ્રશંકર ભટ્ટની આ 'દેવકથાઓ' પ્રસિદ્ધ થાય છે. દક્ષિણામૂર્તિવાળા શ્રી. નાનાભાઇની 'આખ્યાયિકાઓ' પણ આની પાછળ ચાલી આવે છે. ગાંડીવ સાહિત્ય મંદિરે પણ આ દિશામાં કામ કરવા માંડ્યું છે. બધાએ મૂળ વાર્તાઓનો આધાર ન છોડતાં તેમને આજની ઢબના રૂપાળા વાઘા પહેરાવવાની મહેનત કરી છે.

બાળકોને માટે પુસ્તકો લખવાં એ સહેલી વાત નથી. તેમને સમજાય એવી ભાષા લેખકને આવડવી જોઇએ. પણ એટલું જ બસ નથી. સ્વ. પઢીઆરની ભાષા બાળકોને ગમી જાય અને સમજાય તેવી છે. એમણે 'બાળકોની વાતો' નામનું એક પુસ્તક પણ લખ્યું છે. છતાં ઠીક ઉમ્મરે પહોંચેલા યુવાનો જ તેમાંના વિચારોને સારી અને પૂરી રીતે સમજી શકે છે, એવો અનુભવ છે. ભાઇ ચન્દ્રશંકરની 'દેવકથાઓ' ની પરીક્ષા પણ તેના બાળ વાચકો કરશે તે જ સાચી. સ્વ. ભગિની નિવેદિતાએ અંગ્રેજીમાં આવી જ દેવકથાઓ પારણામાં ઝુલતાં બાળકોને માટે હિંદુધર્મની વાર્તાઓ (cradle Tales of Hinduism)ના નામથી બહુ જ ભક્તિભાવ પૂર્વક લખી છે. ટૉલસ્ટૉએ ઇશુનું ચરિત્ર ઘણા ટુંકા અને સહેલા શબ્દોમાં (in words of one syllable) લખ્યું છે એમ સાંભળ્યું છે. આપણામાં પણ તેવા જ પ્રયત્નો થવાની જરૂર છે. ભાઇ ચન્દ્રશંકર બાળકોને જ માટે લખવા મંડી પડ્યા છે. આધુનિક બાળસાહિત્યમાં તેમની સેવાનો ભાગ નજીવો નથી. આ દેવકથાઓ લખીને તેમણે એક ધાર્મિક પુસ્તકની ભેટ પોતાના બાલબાંધુઓને ધરી છે. તેમને તે ભાવશે અને તેઓ તેમની પાછળ પડશે તો જરૂર દિવસે દિવસે નવી નવી અને સારી વાનીઓ તેમને મળશે.

ગાંધી અંત્યજ આશ્રમ
ગોધરા
મહા વદિ ,૭૮૪ સોમવાર

વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે

# ભેટ

પ્રિય બાલમિત્રો.

જેની પ્રેરણા વડે કવિઓની અદ્ભુત કાવ્યસૃષ્ટિ રચાય છે, જેનાં પ્રેરણાબળો વીરોને વિજયશ્રી અર્પે છે, ને જેની ભાવના આત્માનો આનન્દ પ્રકટાવે છે એવા આપણા પુરાણા સાહિત્યભંડારમાંનાં થોડાંક રસબિન્દુઓની આ નમ્ર ભેટ તમારે ચરણે ધરું છું.

'બાલમિત્ર' કાર્યાલય.<br>
આણંદ<br>
૧૫ : ૨ : '૨૮

ચ. મ. ભટ્ટ

# કથાઓ




મુદ્રક : ચિમનલાલ ઈશ્વરલાલ મહેતા

મુદ્રિત : વસંત મુદ્રણાલય: ઘીકાંટા અમદાવાદ



'દેવ ! પિતાજી બૃહસ્પતિસવ યજ્ઞ કરે છે. આ વિમાનપંક્તિઓ મને ત્યાં જવા લલચાવે છે. (દક્ષયજ્ઞ)

# હિરણ્યાક્ષવધ

સાગરનાં જળ ડોળતો ડોળતો હિરણ્યાક્ષ દેવ વરુણની વિભાવરી નગરીમાં આવી પહોંચ્યો.

જળચર પ્રાણીઓના સ્વામી, પશ્ચિમ દિશાના રક્ષક વરુણદેવ નિત્યકર્મ પરવારતા હતા.

પાતાળ ગજાવતા ઘોર નાદે હિરણ્યાક્ષ બોલ્યો, " હે આધરાજા ! મને યુદ્ધ આપો. દેવોના દેવ મઘવા તો નિર્બળ બની ગરુડને જોઈ સર્પ સંતાઇ જાય તેમ સંતાઇ બેઠા; પણ આપ મોટા દિક્પાળ છો. આપની કીર્તિ સાંભળી હું અહીં આવ્યો છું. આપ મને યુદ્ધ આપો. વરુણરાજ ! "

સાગરનાં જળ થંભી ગયાં, જળચર સૌ ત્રાસી ગયાં, ગભરાટથી નાશભાગ કરતા મગરમચ્છોના અવાજે મોટો કોલાહલ મચી રહ્યો.

“ ધૃતવ્રત વરુણ ! આ બાપડાંઓનું રક્ષણ કરો. મને યુદ્ધ આપો.”

હિરણ્યાક્ષે હવામાં ગદા ફેરવીને પડકાર કર્યો.

ધીર ગતિએ, મંદ મંદ હસતા વરુણરાજ હિરણ્યાક્ષ પાસે આવ્યા.

ગંભીર અવાજે ધૃતવ્રતે કહ્યું, “ યુદ્ધપટુ દૈત્યરાજ ! પુરાતન પુરુષ ભગવાન તને યુદ્ધ આપશે. સત્પુરુષો ઉપર અનુગ્રહ કરવા ને તારા જેવા દુષ્ટને મારવા જે નાનારૂપ અવતાર ધરે છે, તે પુરાતન પુરુષ તને વરાહરૂપે યુદ્ધ આપશે.”

મદોન્મત્ત હિરણ્યાક્ષે તિરસ્કારભર્યું અટ્ટહાસ્ય કર્યું.

“ આધરાજા ! માથે આવેલો ભાર ઉતારતાં તમને ઠીક આવડે છે ! જોઉં છું તમારા વરાહરૂપ ભગવાન કેવું યુદ્ધ આપે છે. હમણાં તો તમે સુખે સૂઓ.”

આટલું કહી સાગર ડોળીને, દિશાઓ કમ્પા-

વતો હિરણ્યાક્ષ વરાહરૂપ ભગવાનને ખોળવા લાગ્યો.

હિરણ્યાક્ષ રસાતળમાં આવ્યો.

આગલી દાઢની અણી વડે સારી રીતે પૃથ્વીને ઉપર લઇ આવતા, રતાશની શોભાવાળી આંખથી પોતાના તેજને ઝાંખું પાડતા ભગવાનને જોઇ હિરણ્યાક્ષ મશ્કરીમાં બોલ્યો.

" પાણીમાં ફરનાર હે વરાહ ! અમને બ્રહ્માએ આપેલી પૃથ્વી તું છોડી દે, ને મારી સાથે યુદ્ધ કરવા તત્પર થા: મને યુદ્ધ આપ. "

આટલું કહી હિરણ્યાક્ષ વરાહરૂપી ભગવાન તરફ વેગથી ધસ્યો.

મદથી ભરેલા હિરણ્યાક્ષે પોતાની ગદા ઉંચકીને વરાહની છાતી ઉપર ઘા કર્યો.

નિમિષમાત્રમાં વરાહે એ ઘા ચૂકવ્યો ને વેગથી આગળ વધી પોતાની ગદા હિરણ્યાક્ષની જમણી ભમ્મર ઉપર તાકી.

પણ યુદ્ધકળામાં કુશળ એવા હિરણ્યાક્ષે બળથી ફેંકાએલા એ ઘાને પોતાની ગદા વડે પાછો વાળ્યો.

હજારો દેવતાઓ ને ઋષિઓથી વિંટળાએલા બ્રહ્મા આ તુમુલ યુદ્ધ જોવા ત્યાં આવ્યા.

બ્રહ્માએ વરાહ ભગવાનની પ્રાર્થના કરી, “હે પરમેશ્વર ! માયાવી ને અહંકારી આ હિરણ્યાક્ષને, ખિજવાયેલા નાગને જેમ બાળક રમાડે તેમ રમાડો નહિ. હવે એનો અંત આણો.”

બીજી પળે વરાહરૂપ પરમેશ્વરે કૂદીને હિરણ્યાક્ષના માથા ઉપર ગદા મારી; પણ પોતાની ગદા વડે દૈત્યે સામો ઘા કર્યો. દૈત્યના પ્રહારે ભગવાનના હાથમાંથી ગદા વછકળીને હેઠી પડી !

ભગવાનના હાથમાંથી ગદા પડી જવાથી દેવતાઓમાં હાહાકાર વર્ત્યો. એક પળ સૌની આંખે અંધારાં આવ્યાં.



વરાહ ભગવાન

( હિરણ્યાક્ષહનન )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ



ને વામન ભગવાને બળિરાજાને પાતાળમાં ચાંપ્યા.

( બળિરાજા )

પણ એટલામાં પરમેશ્વરે ચક્ર સંભાર્યું. ત્રિભુવન ઉજાળતું ને શત્રુઓને ભય પમાડતું ચક્ર વરાહરૂપ ભગવાન પાસે આવી પહોંચ્યું.

હિરણ્યાક્ષે સારો લાગ જાણીને અત્યંત બળ-પૂર્વક ગદાનો ઘા કર્યો. વાયુવેગે આવતી ગદાને પરમેશ્વરે એક લાત વડે દૂર ફેંકી દીધી.

ફરીથી ગદા લઈને હિરણ્યાક્ષે ઘા કર્યો. વરાહ ભગવાને આવતી ગદાને, ગરુડ જેમ નાગ-ણીને પકડી લે તેમ ઝડપથી પકડી લીધી.

પરાક્રમની હાનિ થવાથી જેનો તેજોવધ થયો છે, એવા હિરણ્યાક્ષે પોતાનું ત્રિશૂળ હાથમાં લીધું.

ઘણી કાન્તિવાળા ને આકાશમાં પ્રકાશતા એ ત્રિશૂળને તીખી ધારવાળા ચક્રે એક નિમિષમાં કાપી નાખ્યું.

હાર ખાઇને કોપેલા રાક્ષસી જોધ્ધાએ ભગવાનની છાતીમાં જોરથી એક મૂઠી મારી ને એ અંતર્ધાન થઇ ગયો.

હિરણ્યાક્ષની રાક્ષસી માયાએ ઘડીક જગત ઉપર કેર વર્તાવ્યો; પણ ચક્રધારી વરાહ ભગવાને એ સર્વ માયાનો નાશ કર્યો.

ગર્જનાઓ કરતો હારેલો જોધ્ધો હિમ્મતથી ફરી એકવાર એમની સન્મુખ આવ્યો ને વેગથી વજ્ર જેવી મૂઠીઓના પ્રહાર કરવા લાગ્યો.

બીજી પળે દુષ્ટો ઉપર ક્રોધ ધારણ કરનાર વરાહ ભગવાને હિરણ્યાક્ષના કાનના મૂળ ભાગ ઉપર અત્યંત બળથી ઘા કર્યો.

મદાંધ હિરણ્યાક્ષને ઘાથી તમ્મર આવી ગયા. એનાં સર્વ અંગો શિથિલ થઈ ગયાં.

ને પવનથી ઉખડી પડેલા કોઈ મહાવૃક્ષ પેઠે એ પડયો.

દેવતાઓએ હરખથી જયનાદ કરીને ભગવાનની સ્તુતિ કરી.

જેમાં અખંડ આનંદ છે એવા પોતાના લોકમાં વરાહ ભગવાન પાછા ફર્યા.

ને પ્રભુનાં ગુણગાન કરતા બ્રહ્માદિક દેવતાઓ પોતપોતાને સ્થાનકે જવા વિદાય થયા.



# દક્ષવધ

## (૧)

હંસોનાં ટોળાં જેવાં ધોળાં વિમાનો કૈલાસ શિખર વટાવી બ્રહ્મલોક તરફ ઉડતાં હતાં.

કમળ સરખાં ચપળ નેત્રોવાળી, સુંદર કુંડળ, પદક ને સ્વચ્છ વસ્ત્રો ધારણ કરનાર ગંધર્વસ્ત્રીઓનો આનંદ માતો નહોતો.

દક્ષપ્રજાપતિના બૃહસ્પતિસવ યજ્ઞમાં ભાગ લેવા સૌ અધીરાં બન્યાં હતાં.

વિમાનો વેગથી હવામાં તરતાં હતાં.

પારિજાતકના વૃક્ષ નીચે સતી બેઠાં'તાં, સદાશિવ માટે મંદાર ને પારિજાતક પુષ્પોની એ એક માળા ગૂંથતાં'તાં.

ગંધર્વવિમાનો વેગથી હવામાં તરતાં હતાં.

સતીએ ઉંચું જોયું ને એ હસ્યાં.

"પિતાજીના યજ્ઞમાં અમે જ નહિ?"

અધુરી માળા હાથમાં રાખી સતી નીલકંઠ પાસે આવ્યાં, ને બોલ્યાં, "દેવ ! પિતાજી બૃહસ્પતિસવ યજ્ઞ કરે છે. આ ધોળી વિમાનપંક્તિઓ મને ત્યાં જવા લલચાવે છે. ત્યાં મારી બ્હેનો આવી હશે, મીઠી માતા મળશે, પિતાજીનાં દર્શન થશે. નીલકંઠ ! ચાલો, આપણેય ત્યાં જઇએ."

મંદ મંદ હસતા સદાશિવના મોં ઉપર ઘડીક ગંભીરતા–કઠોરતા છવાઇ ગઇ.

સતી ધ્રૂજી ઉઠયાં.

"સતી ! એ અભિમાનીને ત્યાં જવામાં સુખ નથી. સાંભરે છે પેલી કથા ?

પ્રજાપતિઓના યજ્ઞમાં મેં ઉઠીને એમને માન નહોતું આપ્યું ત્યારે 'વાંદરા જેવી આંખોવાળો' કહી એમણે મને તિરસ્કાર્યો હતો. ત્યારે 'ઇન્દ્ર અને વિષ્ણુ વગેરે દેવતાઓ સાથે યજ્ઞમાં ભાગ નહિ મળવાનો' શાપ એમણે મને આપ્યો હતો. અભિમાની દક્ષ !"

સદાશિવ ઘડીક અટક્યા.

"એના યજ્ઞમાં જવામાં સુખ નથી." ગંભીર સ્વરે નીલકંઠે ફરીથી કહ્યું.

સંબન્ધીઓને જોવાની ઇચ્છાવાળાં સતીનાં નેત્રો સજળ બન્યાં.

ફરી એક વાર એમણે વેગથી ઉડતાં ગંધર્વ-વિમાનો તરફ જોયું. એમને બ્હેનો યાદ આવી, માતાનું વ્હાલ સાંભર્યું.

સતીએ ઘરમાં જઇને વ્યાકુળ ચિત્તે અશ્રુધાર વહાવી.

એક ઘડી વીતી ગઈ. પિતામાતાઘેલાં સતીએ ફરીથી બહાર આવી પતિને વિનવ્યા.

"દેવ! તો મને એકલીને જવા દો. એક વાર માતાપિતાને મળી આવવા દો. પછી કદી નહિ જાઉં."

સદાશિવ શાન્ત રહ્યા.

દૂર દૂર ચાલ્યાં ગએલાં વિમાનો તરફ જોઈ

અધીરાઇથી સતીએ એક નિસાસો મૂકયો.

ને એ માવતરને મળવા ચાલ્યાં.

*　　*　　*

સદાશિવની આજ્ઞા લઇને મણિમાન અને મદ વગેરે હજારો પાર્ષદો ને યક્ષો દેવીને જઇ મળ્યા.

નન્દી ઉપર બેસી મેના, દડા, અરિસા, કમળ, ધોળું છત્ર, ચમર અને માળાઓથી શોભતા અનુચરો સાથે સતી આગળ ચાલ્યાં.

ગણોના દુદુંભીનાદે ગગન ગાજી ઉઠયું. પાર્ષદોએ શંખ ફૂંકયા. યક્ષોએ રસાળ વેણુ વગાડી પંથ હળવો કર્યો.

હરખાતે હૈયે સતી પિયરમાં પહોંચ્યાં.

દૂરથી યજ્ઞની ધુણી જોઇ એમની આંખમાંથી હરખનાં બે આંસુ સરી પડયાં.

સતી યજ્ઞ પાસે આવી પહોંચ્યાં.

જૂદાં જૂદાં આસનો ઉપર બ્રાહ્મણો ને દેવતાઓ બેસી ગયા હતા. વેદમન્ત્રોથી દિશાઓ

ગાજી રહી હતી, ને વેદીમાંથી નીકળતી ધુણીએ ગગનમાં ગોટ રચ્યો હતો.

પડતાંઆખડતાં સતી મંડપમાં પેઠાં. એમને થતું, હમણાં પિતાજી મને જોશે ને હરખથી માથે હાથ મૂકશે. ઘણે દિવસે માદીકરી મળીશું. બ્હેનો બ્હેનો મળીને બાળપણ સંભારીશું ને રાજી થઈશું.

સતી મંડપમાં આવ્યાં. સૌએ એક વાર ઉંચું જોયું ને પછી બળાત્કારે નીચું જોયું. દક્ષે જોયું ન જોયું કર્યું !

ભય ને ત્રાસનું મૂંગું વાતાવરણ ફેલાયું.

સતી સ્થિર ઉભાં.

મા ને બ્હેનો એમને મળવા દોડયાં. મૂંગાં મૂંગાં સૌ ભેટયાં.

પણ આ શું ? ફાટી આંખે સતી દેવ આસનો તરફ શું જુએ છે ? એમની આંખ લાલ બને છે ! આખું શરીર ક્રોધથી કમ્પે છે કેમ ?

અનુચરોએ આસન મૂકયું; પણ સતી બેઠાં

નહિ. માએ કુશળ સમાચાર પૂછ્યા; પણ સતી કાંઈ બોલ્યાં નહિ. બ્હેનોએ ધરેલા ઉપાહાર સામે સતીએ જોયું પણ નહિ. !

યજ્ઞમંડપના જે ભાગમાં મહા દેવોનાં આસનો હતાં તે તરફ એકી ટસે એ જોતાં હતાં.

"સદાશિવનું આસન ક્યાં? એમનો ભાગ ક્યાં?"

સતીની આંખો ક્રોધથી ફાટી ગઇ.

"મારા નીલકંઠની અવગણના! ધિક્કાર છે પિતાજીને. ધિક્કાર છે એમની આ પુત્રીને."

સતીના ક્રોધસ્વરે યજ્ઞમંડપ ગાજી ઉઠયો. ને એ ક્રોધસ્વરમાં વેદમન્ત્રોનો સ્વર ઘડીક લોપાઇ ગયો.

સૌએ ભયથી સતી તરફ જોયું.

પિતાના અબોલ તિરસ્કારથી જેમને રોષ ચઢયો છે, પતિની અવગણનાથી જેમનું આખું શરીર ક્રોધથી કમ્પે છે, એવાં સતી બોલ્યાં કે:

"પવિત્ર કીર્તિવાળા સદાશિવનો દ્વેષ કરનાર, તેમની અવગણના કરનાર અભિમાની પિતાજી!

દેવ નીલકંઠ જેને 'દક્ષની પુત્રી' તરીકે સંબોધતા હતા તે દેહ હું તમને પાછો આપું છું."

મૌન ધારણ કરી અને પીળાં વસ્ત્રો પહેરી સતી ઉત્તર દિશામાં પૃથ્વી ઉપર બેઠાં.

ને એમણે પ્રાણત્યાગ કર્યો.

સૌને થયું, અરેરે! ધિક્કાર છે દક્ષ-પ્રજાપતિને જેણે પુત્રીને મરતી અટકાવી પણ નહિ!

સતી પ્રાણ-ત્યાગ કરતાં જોઈને 'જય મહાદેવ' કહી ક્રોધાંધ શિવપાર્ષદો દક્ષને મારવા દોડયા.

સૌને થયું, આજ દક્ષપ્રજાપતિનું મોત આવ્યું.

પરંતુ અધ્વર્યુ ભૃગુઋષિએ ઉત્પન્ન કરેલા બળવાન ઋભુદેવતાઓએ શિવપાર્ષદોને દૂર કાઢી મૂકયા ને યજ્ઞનું રક્ષણ કર્યું.

* * *

( ૨ )

નારદજીએ બધી વાત સદાશિવને કહી.

શિવજીના ક્રોધનો પાર ન રહ્યો.

વિજળીની જ્વાળા જેવી ભયંકર કાન્તિવાળી જટા ઉખેળી, ઉભા થઇને મહાદેવે અટ્ટહાસ્ય સાથે ગંભીર ગર્જના કરી, ધરતી ઉપર જટા પછાડીને વીરભદ્ર નામે બળવાન ગણ ઉત્પન્ન કર્યો.

ઘોર ગર્જના કરી મહાદેવે વીરભદ્રને આજ્ઞા આપી: "યોદ્ધા! પાર્ષદોને મોખરે રહીને યજ્ઞ સહિત દક્ષનો નાશ કરી આવ."

સદાશિવને પ્રણામ કરી બળવાન વીરભદ્રે દોટ મૂકી.

ભયંકર ગર્જનાઓ કરતો, મૃત્યુને પણ મારી નાખે એવું ત્રિશૂળ ચમકાવતો ને પગનાં ઝાંઝર ખણખણાવતો વીરભદ્ર વાયુવેગે દક્ષયજ્ઞ પાસે આવી પહોંચ્યો.

વીરભદ્રની ગર્જના સાંભળી સૌ ભયથી કમ્પી ઉઠયાં.

અધ્વર્યુ ઋભુ દેવતાઓ ઉત્પન્ન કરે તે પહેલાં

વિકરાળ વીરભદ્ર ને બીજા પાર્ષદો મંડપમાં ધસી આવ્યા.

સ્વામીની અવગણનાથી ક્રોધે ભરાએલા ગણોએ પૂર્વપશ્ચિમ સ્તંભ ઉપરનું કાષ્ટ, હવિર્ધાન, વેદિઓ, આગ્નિધ્રશાળા સહિત આખા યજ્ઞમંડપનો નાશ કર્યો.

નાશી જતા દક્ષ પ્રજાપતિને વીરભદ્રે, ભૃગુને, મણિમાને પૂષાદેવને ચંડીશે અને ભગદેવતાને નન્દિકેશ્વરે બાંધી લીધા.

ક્રોધાંધ ગણોએ ફેંકેલા પત્થરોથી ત્રાસીને ઋત્વિજો, સભાસદો, ને બીજા દેવતાઓ ફાવે તેમ નાશી છૂટ્યા.

વીરભદ્ર ભૃગુઋષિનાં દાઢીમૂછ ઉખેડી નાખ્યાં, કેમકે તેમણે દાઢી ને મૂછ ઉપર હાથ નાખી મહાદેવની હાંસી કરી હતી. ભગદેવતાને ધરતીપર પછાડી તેમની આંખો કાઢી લીધી, કારણ જ્યારે દક્ષે ભરસભામાં શિવની નિન્દા કરી’તી ત્યારે એમણે આંખના ઇસારાથી એમાં સમ્મતિ આપી હતી. વળી

વીરભદ્રે પૂષાદેવના દાંત પાડી નાખ્યા, કારણ સભા વચ્ચે દાંત દેખાડીને તે હસ્યા હતા.

*　　　*　　　*

સંધ્યાસમયે સ્મશાન જેવા એ સ્થાનકને તજી શિવપાર્ષદો કૈલાસ શિખર તરફ પાછા વળ્યા.

“ દક્ષપ્રજાપતિનો વધ કર્યો ને દક્ષિણાગ્નિમાં તેનું માથું હોમી દીધું. ” વીરભદ્રે કહ્યું ને શંકરે અટ્ટહાસ્ય કર્યું.

(૩)

વિશાળ વડ નીચે તર્કમુદ્રા ધારણ કરીને સદાશિવ નારદજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપતા હતા.

એવે ત્યાં બ્રહ્મા પધાર્યા. સદાશિવે ઉઠીને એમને પ્રણામ કર્યા ને આસન આપ્યું.

આસન ઉપર બેસતાં બ્રહ્મા બોલ્યા, “ હે મન્યુ ! દુર્બુદ્ધિવાળા દક્ષ ઉપર અનુગ્રહ કરો. ”

ઘડીક અટકીને બ્રહ્મા બોલ્યાઃ “ યજ્ઞનો શેષ ભાગ આપનો ગણાય એમ અમે ઠરાવીએ છીએ. એ

ભાગ લઇને આપ હવે યજ્ઞ પૂરો કરાવો ને સૌને ક્ષમા આપો. ”

સૌને ક્ષમા આપતાં સદાશિવ બોલ્યાઃ “ દક્ષપ્રજાપતિને બોકડાનું માથું ઉગશે. ભગદેવતા પોતાના યજ્ઞભાગને મિત્રોની આંખ વડે જોશે. પૂષાદેવ યજમાનના દાંતથી ખાશે. દેવતાઓનાં ઘવા- એલાં અંગો પુનઃ સાજાં થઇ જશે. ભૃગુને બકરાનાં દાઢીમૂછ ઉગશે. ”

સજીવન થએલા દક્ષપ્રજાપતિએ નિર્મળ ચિત્તે સદાશિવની પ્રાર્થના કરી. સૌનું સદાશિવ કરનાર સદાશિવ એમના ઉપર પણ પ્રસન્ન થયા.

મહાદેવની આજ્ઞા લઇને દક્ષે ફરીથી યજ્ઞ આરંભ્યો. નિર્વિઘ્ને યજ્ઞ પૂરો થયો. યજ્ઞ પૂરો થવાથી પાછાં વળેલાં ગંધર્વવિમાનો કૈલાસ શિખર વટાવતાં હતાં.

સદાશિવનાં સ્તુતિગાન ગાતા ગંધર્વોએ નીચે શિખર તરફ જોયું.



**સતીના શબના કપાળ ઉપર એક હાથ રાખી શિવજી બેઠા છે.**

'કુમાર'ના સૌજન્યથી (દક્ષયજ્ઞ) ચિત્રકાર : શ્રી નંદલાલ બોઝ

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

ખોળામાં રાખેલા સતીના શબના કપાળ ઉપર કોમળતાથી એક હાથ રાખી સદાશિવ બેઠા હતા, હૃદયમાં વિરહવેદના હતી, આંખોમાં શૂન્યતા છે!

ગંધર્વોએ એ જોયું ને ઉંડો નિસાસો મૂક્યો. ગંધર્વવિમાનો કૈલાસ શિખર વટાવીને દૂર દૂર ચાલ્યાં ગયાં.



# સમુદ્રમન્થન.

“વેદાધ્યયન અને શાસ્ત્રશ્રવણસંપન્ન અમે જ એ ભાગના અધિકારી છીએ.”

દૈત્યસમુદાય પોકારી ઉઠયો.

દેવો અને દૈત્યો ક્ષીરસાગરનું મન્થન કરીને એમાંથી અનેક રત્નો ને મૂલ્યવાન પદાર્થો કાઢવા તૈયાર થયા હતા.

મંદરાચળ પર્વતનો રવૈયો કર્યો’તો. વિષધર વાસુકિનું નેતરૂં બનાવ્યું’તું.

બન્ને પક્ષોએ ઉમંગથી બધી તૈયારી કરી હતી.

પણ કામ શરૂ થતાં જ તકરાર પડી. દેવોએ નાગના મોઢા તરફનો ભાગ ઝાલ્યો, ત્યાં તો દૈત્યો બધા પોકારી ઉઠયા.

“વેદાધ્યયન અને શાસ્ત્રશ્રવણસંપન્ન અમે જ એ ભાગના અધિકારી છીએ.”

દેવતાઓએ હસીને એ ભાગ છોડી દીધો ને પૂંછડા તરફનો ભાગ ઝાલ્યો.

કામ શરુ થયું.

ઘોર ઘમ ઘમ અવાજે દિશાઓ ગાજી ઉઠી. ગગનચુંબિ ગિરિરાજ મંદરાચળ ફેરફુંદડી ફરવા લાગ્યો.

પરંતુ નીચે કાંઇ આધાર નહોતો. દેવદૈત્યોનું બળ સહેજ ઓછું થયું ને મંદરાચળ નીચે ઉતરવા લાગ્યો. સૌને થયું, હવે શું કરવું? આવડા મોટા ગિરિરાજને શી રીતે પકડી રાખવો?

પણ ભગવાન બેલી છે ને? એમણે દેવ દૈત્યોનું સંકટ ટાળવા કાચબાનું રૂપ લીધું ને મંદરાચળને ફૂલ પેઠે ઉંચકી લીધો.

મંદરાચળ વેગથી ફરવા લાગ્યો.

ક્ષીરસાગર વલાવાયો ને એમાંથી પહેલું ઝેર નીકળ્યું.

વેગથી ઉડતા ઝેરને જોઇ સૌ ધ્રૂજી ઉઠયા.

સૌના મનમાં થયું, આ ઝેર કોણ લેશે? એને કોણ પીશે?

સૌ ભયથી આમ વિચારતા હતા, ત્યાં સદાશિવ પધાર્યા ને એ સઘળું ઝેર હથેળીમાં લઈ પી ગયા.

ઝેરથી મહાદેવજીને બીજી કાંઇ અસર તો ન થઇ; પણ એમનું ગળું ગળીના રંગ જેવું કાળું પડી ગયું, ને એ નીલકંઠ કહેવાયા.

કહે છે, જે થોડુંક ઝેર એમની હથેળીમાંથી નીચે પડયું તે વીંછી, સાપ વગેરેએ પી લીધું.

પ્રસન્ન વદને દેવદૈત્યોએ સમુદ્રમન્થનનું કામ આગળ ચલાવ્યું.

આ વખતે કામધેનુ નીકળી. દૂધ, ઘી વિગેરે યજ્ઞમાં ઉપયોગી ચીજો આપનાર એ કામધેનુ ગાયને ઋષિઓએ લીધી.

પછી અમૃત જેવું શીતળ તેજ વરસાવતા ચન્દ્રમા નીકળ્યા. સૌએ એમને આકાશમાં મોકલ્યા.

ચન્દ્રમા જેવો [૧]શ્વેત ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નીકળ્યો. એને બળિરાજાએ રાખ્યો.

ચાર દંતશૂળ વડે શોભતો ઐરાવત નીકળ્યો. તેને ઇન્દ્રે લીધો.

સારંગ ધનુષ ને વક્ષઃસ્થળના અલંકારરૂપ કૌસ્તુભ મણિ એ બે નીકળ્યાં. તેમને ભગવાને ધારણ કર્યાં.

તે પછી યાચકને તૃપ્તિ પમાડનાર પારિજાતકનું વૃક્ષ નીકળ્યું ને અપ્સરાઓ નીકળી. દેવોએ એમને સ્વર્ગ માટે રાખ્યાં.

મંદરાચળ ફર્યો ને સઘળી દિશાઓને પોતાની કાન્તિવડે ઉજાળતાં લક્ષ્મીજી નીકળ્યાં.

લક્ષ્મીજીને જોઈ સૌ કોઇ દિંગ થઇ ગયાં. ઇન્દ્રે એમને આસન આણી આપ્યું; દેહધારી ઉત્તમ નદીઓએ સુવર્ણકળશોમાં પવિત્ર જળ આણી આપ્યું; પૃથ્વીએ અભિષેક માટે ઓષધિઓ આણી

આપી, ગાયોએ પંચગવ્ય આપ્યાં, વસન્ત ઋતુએ ફળફૂલ આપ્યાં.

ઋષિઓએ શાસ્ત્રવિધિ પ્રમાણે લક્ષ્મીજી ઉપર અભિષેક કર્યો.

સમુદ્રે લક્ષ્મીજીને પીળાં વસ્ત્રો આપ્યાં, વરુણ દેવે મકરંદને લીધે મત્ત થએલા ભમરાવાળી વૈજયંતી માળા ભેટ ધરી, વિશ્વ, કર્મા પ્રજાપતિએ વિચિત્ર આભૂષણો આપ્યાં, સરસ્વતીએ હાર આપ્યો, બ્રહ્માએ કમળ આપ્યું, ને નાગલોકોએ કુંડળ આપ્યાં

પછી હાથમાં જેમણે કમળ રાખ્યું છે એવાં એ લક્ષ્મીજી ઉપર દિશાઓના હાથીઓએ પૂર્ણ કળશોથી અભિષેક કર્યો.

અભિષેક વિધિ થઈ રહ્યો એટલે લક્ષ્મીજી ઉઠયાં ને પોતાનું સ્થાનક શોધવા લાગ્યાં.

ફરતાં ફરતાં છેવટ સંપૂર્ણ રીતે યોગ્ય એવા ભગવાનને એમણે પોતાની નવાં કમળોની માળા આરોપી.

ને ભગવાને એમને પોતાના વક્ષઃસ્થળમાં સ્થાન આપ્યું.

હજી સમુદ્રમન્થનનું કામ બાકી હતું.

ઘમ ઘમ અવાજ કરતો રવૈયો ફર્યો ને સમુદ્રમાંથી કમળ જેવાં નેત્રોવાળી શોભાયમાન કન્યા ઉત્પન્ન થઇ, એને દૈત્યોએ રાખી.

પછી સાતમુખવાળો એક અશ્વ નીકળ્યો, સૌએ એ અશ્વ સૂર્યને ભેટ આપ્યો.

વળી સમુદ્ર વલોવાયો ને એમાંથી એક અદ્ભુત પુરૂષ નીકળ્યો.

શ્યામવર્ણના, લાંબા અને પુષ્ટ હાથવાળા, રાતાં નેત્રોવાળા, પીળાં વસ્ત્રો ને માળા સહિત સઘળાં આભૂષણ જેણે ધારણ કર્યાં હતાં, વાળ જેના સ્નિગ્ધ ને વાંકડિયા હતા, ચાલ સિંહના જેવી હતી એવા એ જુવાન પુરૂષ તરફ સૌ માનથી જોવા લાગ્યાં.

સાક્ષાત વિષ્ણુ ભગવાનના અંગના અંશમાંથી ઉત્પન્ન થયેલ વૈદ્યશાસ્ત્રના કર્તા ને યજ્ઞાદિમાં ભાગ મેળવનાર એ પુરૂષનું નામ સૌએ ધન્વંતરિ પાડ્યું.

ધન્વંતરિના હાથમાં એક કળશ હતો. સૌ જેને માટે મથતા હતા તે અમૃત એમાં હતું.

દૈત્યોએ એ જોયું ને કળશ ઝૂંટવી લીધો.

દેવોમાં હાહાકાર વર્ત્યો. સૌ દેવોને થયું, અરેરે! બધી મહેનત એળે ગઈ. હવે અમૃત પીને અમર બનેલા દૈત્યો સામે આપણે શી રીતે ટકી શકીશું?

પણ દાસના મનોરથ પૂરનાર શ્રી ભગવાને એમને ધીરજ આપી: "ધીરજ ધરો. દૈત્યોમાં કજીઓ ઉત્પન્ન થશે ને એ અન્દરઅન્દર લડી મરશે. તમારૂં ભલું થશે." આટલું કહીને ભગવાને અવર્ણ્ય એવું સ્રીનું રૂપ ધારણ કર્યું.

દૈત્યોએ એ રૂપવતી સ્રીને અમૃતની વહેંચણી કરવાનું કામ સોંપ્યું ને વ્યાજબી ભાગ પાડવા કહ્યું.

દેવદૈત્યોને સાથે બેસાડીને સ્રીરૂપ ભગવાને, દૈત્યોને ટાળી ટાળીને, દેવોને અમૃત પાયું.

સ્ત્રીના મોહથી મૂઢ થએલા દૈત્યો કાંઇ બોલી ન શક્યા !

ચન્દ્રસૂર્યની વચ્ચે રાહુ નામનો એક દૈત્ય દેવરૂપ ધરીને ઘુસી ગયો હતો, એને અમૃત મળ્યું ને એણે પીધું.

ચન્દ્રસૂર્યે ઇસારો કરતાં ભગવાને ચક્ર વડે એનું માથું ઉરાડી મૂક્યું. રાહુના ધડમાં અમૃત પહોંચ્યું નહોતું એટલે તે તો પડી ગયું; પણ એનું માથું અમર થઇ ગયું.

ત્યાર પછી જ્યારે ચન્દ્રગ્રહણ કે સૂર્યગ્રહણ થતું, ત્યારે સૌને લાગતું કે રાહુ પોતાનું વેર વાળે છે ! આજે ય ઘણા એમ કહે છે !

બધા દેવતાઓને અમૃત પહોંચી ગયું એટલે તરત જ ભગવાને પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું.

ને સમુદ્રમન્થનનું કામ પૂરું થયું.



# બળિરાજા

દેવધાની ઇન્દ્રનગરીની આસપાસ બળિરાજાનું સૈન્ય ફરી વળ્યું.

વિશ્વજિત યજ્ઞ જેણે પૂરો કર્યો છે, ને હવિષ્યથી પૂજાએલા અગ્નિએ જેને સુવર્ણરથ, ઉત્તમ અશ્વો, સિંહધ્વજ, સુવર્ણથી બાંધેલું ધનુષ, અખૂટ ભાથો ને દિવ્ય બખ્તર આપ્યાં છે, એવા બળિરાજાએ દેવધાનીના સિંહદ્વાર પાસે આવીને યુદ્ધનો પડકાર કર્યો.

દેવાસુર સંગ્રામમાં ઇન્દ્રે જેને માર્યો હતો, જેની વા'રે ચઢતાં જંભાસુર ઇન્દ્રના હાથથી મૂઓ હતો, તે બળિરાજાને વિશ્વજિત્ યજ્ઞના ફલરૂપ ઐશ્વર્ય સાથે આવેલો જોઈને દેવો મુંઝાયા.

મૃદંગ, શંખ, આનક, દુંદુભિ, તાલ, વીણા ને મુરજ આદિ થંભી ગયાંઃ દેવધાનીમાં હાહાકાર વર્ત્યો.

આચાર્યે આપેલો ભયંકર અવાજવાળો શંખ બળિરાજાએ ફૂંક્યો ને દેવાંગનાઓ થર થર ધ્રુજી ઉઠી.

કિલ્લામાંથી દેવોએ અરિદળ દીઠું, તેજસ્વી ભૃગુશિષ્ય બળિરાજાને જોઇ દેવોએ જિતની આશા મૂકી દીધી.

દેવપતિ મઘવાએ ગુરુ બૃહસ્પતિને વિનવ્યા: “દેવ, ભારે તૈયારી કરેલા આ બળિરાજાથી બચવાનો કાંઇ ઉપાય બતાવો.”

ધીર ગંભીર સ્વરે બૃહસ્પતિ બોલ્યા, “રાજન્! વિરોચનસુતનું તપોબળ વધ્યું છે. ભૃગુકુળના બ્રાહ્મણોએ એને તેજસ્વી બનાવ્યો છે; એટલે હમણાં તો સર્વ દેવો સ્વર્ગ છોડીને ચાલ્યા જાવ.”

ઇન્દ્રે આજ્ઞા માથે ચઢાવી.

“એક દિવસ બળિરાજા ભૃગુઓનું અપમાન કરશે ત્યારે એ પરિવાર સહિત નાશ પામશે.”

ધીમાં પગલાં ભરતા ઇન્દ્રને બૃહસ્પતિએ પ્રોત્સાહન આપ્યું.

દેવો સ્વર્ગ છોડીને ચાલ્યા ગયા.

ને હર્ષોન્મત્ત બળિરાજાનું સૈન્ય દેવધાનીમાં પેઠું.

હંસ, સારસ, ચક્રવાક, ને કારંડવ પક્ષીઓનાં ટોળાંથી શોભીતાં તળાવો ઉપર; મૃદંગ, શંખ, દુંદુભિ, તાલ, ને વીણાથી ગાજી ઉઠતા મહાલયોમાં; અને આકાશગંગાને કાંઠે સર્વત્ર બળિરાજાની આણ ફરી વળી.

ઇન્દ્રપદધારી બળિરાજાની કીર્તિનો પ્રભાવ ત્રિલોકમાં વ્યાપ્યો.

( ૨ )

શિષ્યનું ઇન્દ્રપદ સ્થિર કરવા માટે ગુરુ શુક્રાચાર્યે તેની પાસે સો અશ્વમેધ યજ્ઞનો આરંભ કરાવ્યો.

દેશદેશના વિદ્વાન બ્રાહ્મણોને તેડાવ્યા હતા,

દેશદેશના રાજાઓને નોતર્યા હતા, પ્રાણીમાત્રને બળિરાજાનાં આમંત્રણ પહોંચ્યાં હતાં.

પવિત્ર નર્મદા નદીના ઉત્તર તટે, ભૃગુકચ્છમાં યજ્ઞ આરંભાયો હતો.

દેશપરદેશનાં માનવીઓ જાત્રાએ આવતાં'તાં

× × ×

એક ઉષાકાળે જ્યારે ભૃગુઓ યજ્ઞારંભની તૈયારી કરતા હતા, તેવે એમણે દૂરથી તેજતેજના અંબાર દીઠા. સૌ એકબીજા સામે જોવા લાગ્યા. એમને થયું આ તેજબિંબ શાનું? શું યજ્ઞ જોવા સાક્ષાત અગ્નિદેવ પધારે છે? કે એ તે સૂર્યનારાયણ હશે?

સૌના તર્કવિતર્ક ચાલતા જ હતા, ત્યાં તો બૃહસ્પતિએ પહેરાવેલી જનોઇ ને કશ્યપે દીધેલી મેખળા જેમણે ધારણ કરી છે, પૃથ્વીએ આપેલું કાળિયાર મૃગનું ચામડું જેમણે ઓઢ્યું છે, વનના પતિ ચન્દ્રમાએ આપેલો દંડ જેમના હાથમાં છે, અદિતિનું કૌપિન ને સ્વર્ગનું છત્ર જેમને શોભા

આપે છે, જેમને બ્રહ્માએ કમંડલ, સપ્તર્ષિઓએ દર્ભ ને સરસ્વતીએ માળા આપી છે: એવા એ બ્રહ્મતેજથી શોભતા વામનજી યજ્ઞમંડપમાં પધાર્યા.

તેજથી અંજાઇ ગએલા ભૃગુઋષિઓએ શિષ્યો સહિત ઉઠીને એમને માન આપ્યું. રાજી થએલા બળિરાજાએ પ્રેમથી આસન આપ્યું ને એમની પૂજા કરી.

“મહારાજ! આપના ચરણસ્પર્શે આ પૃથ્વી પવિત્ર થઈ, આપનાં દર્શને અમારાં ચિત્ત નિર્મળ બન્યાં, ને આ યજ્ઞ પણ સાંગોપાંગ પાર ઉતર્યો. હે મહાપૂજ્ય! આપની ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો.” બળિરાજાએ અતિથિને વિનવ્યા.

“હું સૌની ઇચ્છાઓ તૃપ્ત કરૂં છું. ગાય, સોનું, અન્નપાન, સમૃદ્ધિવાળું ઘરગામ, ઘોડા, હાથી અથવા જે કાંઈ જોઇએ તે માગી લ્યો.” બળિરાજાએ ફરીને કહ્યું.

પ્રસન્ન વદને વામનજી બોલ્યા, "દાનશ્રેષ્ઠ રાજન્! મારે માત્ર ત્રણ ડગલાં પૃથ્વી જોઇએ છે. મારે એટલા જ પ્રતિગ્રહની જરુર છે."

'શું માગશે' એ જાણવા ઉત્સુક બનેલા ભૃગુઋષિઓ ખડખડ હસી પડયા. હસવું ખાળીને બળિરાજા બોલ્યા, "હે બ્રહ્મપુત્ર! મારા જેવા પાસે આવી નજીવી માગણી ન હોય. હે બટુક! આપની આજીવિકા ચાલે એટલી જમીન તો માગી લ્યો."

ભગવાન બોલ્યા, "રાજન્! જેને ત્રણ ડગલાંથી સંતોષ નથી, તેને નવખંડથી પણ સંતોષ નહિ થાય. પ્રયોજન કરતાં વધુ પ્રતિગ્રહ અમને ન ઘટે."

બળિરાજા દાન દેવા તત્પર થયા.

મહાસમર્થ એવા ગુરુ શુક્રાચાર્યે આ જોયું ને એ ચમકયા.

ગુરુશિષ્યે પરસ્પર સામે જોયું. ગંભીર સ્વરે શુક્રાચાર્ય બોલ્યા, “બળિરાજા! ડાહ્યા માણસનું લક્ષણ છે, કે શક્તિનો વિચાર કરીને દાન દેવા તત્પર થવું. સાક્ષાત્ વિષ્ણુ ભગવાન તારી પાસે દાન માગે છે! તારી શક્તિનો વિચાર કરી લેજે.”

શુક્રાચાર્ય અટક્યા.

ઉદાર બળિરાજાએ ફરી એક વાર વામનજી સામે જોયું. એમણે વામનરૂપધારી વિષ્ણુ ભગવાનને ઓળખ્યા; પણ આપેલું વચન હવે કાંઈ મિથ્યા જાય?

રાજા બોલ્યા, “ભગવાન! આપ સુખેથી ત્રણ ડગલાં ભરી લ્યો.”

શુક્રાચાર્ય રોષે ભરાયા. એમણે શાપ આપ્યો, “તું લક્ષ્મીથી ભ્રષ્ટ થઈશ.”

પણ સત્યથી નહિ ચળેલા બળિરાજાએ વામનજીનું પૂજન કરી, સંકલ્પ કરીને ત્રણ ડગલાંનું દાન દીધું.

દેવ લોકોએ આનન્દથી પુષ્પવૃષ્ટિ કરી ને કિન્નરો બળિરાજાની ઉદારતાનાં ગાન ગાવા લાગ્યા.

× × ×

ભગવાને વામન રૂપમાંથી વિરાટ સ્વરૂપ ધારણ કર્યું, ને એક પગલાથી પૃથ્વી ને બીજા પગલાથી સ્વર્ગ ભરી લીધું. પણ હવે ત્રીજું પગલું ક્યાં ભરવું ?

લડાઇ કરવા જતા ક્રોધાંધ દૈત્યસમૂહને બળિરાજાએ વાર્યા, ને પોતાનું માથું ધરીને એના ઉપર ત્રીજું પગલું મૂકવાની વિનતિ કરી.

એટલામાં ઉદય પામેલા પૂર્ણ ચન્દ્ર જેવા સુખદાયી પ્રહ્‌લાદજી ત્યાં આવ્યા. ગર્વ હણાઇ જવાને લીધે નિર્મળ થયેલા ચિત્તવાળા બળિરાજાની આંખમાંથી આંસુની ધાર ચાલી. હવે એને પોતે કરેલા અહંકારનો પસ્તાવો થતો હતો.

વયોવૃદ્ધ પ્રહ્‌લાદજીએ વિનતિ કરી, “ભગવાન ! લક્ષ્મીરૂપ મહામોહમાંથી આપે મારા પૌત્રને છોડા-

વ્યો એ ઠીક જ કર્યું, હું આપને પ્રણામ કરૂં છું."

ને પ્રહ્‌લાદજી નમ્યા.

ત્યારપછી વિંધ્યાવલિ ને બ્રહ્માજીએ ભગવાનની પ્રાર્થના કરી.

સૌને સુખ પમાડતા શ્રી ભગવાન બોલ્યાઃ

"દેવતાઓને પણ ન મળે એવું ઉત્તમ પદ હું આ દાનશ્રેષ્ઠ બળિરાજાને આપુ છું. સાવર્ણિ નામના આઠમા મન્વંતરમાં એ ઇન્દ્રપદવી પામશે, ને હું તેનું રક્ષણ કરીશ. ત્યાં સુધી એ વિશ્વકર્મા રચિત સુતળ પાતાળમાં રહેશે. વરસમાં ચાર મહિના હું એની પાસે રહીશ."

પ્રસન્નવદન બળિરાજા પરિવાર સહિત સુતળમાં ગયા.

ને દેવમહાલયોમાં ને આકાશગંગાને કાંઠે ફરી એક વાર ઈન્દ્રની આણ ફરી વળી.

# પરશુરામ

## (૧)

"હૈહયરાજની મ્હેમાની કરવા."

સમિધ લઈને પાછા વળેલા પરશુરામને કોઈએ પૂછ્યું, "આજ આટલી ઉતાવળ કેમ ?"

ને પરશુરામે ઉત્તર વાળ્યો, "હૈહયરાજની મ્હેમાની કરવા."

માહિષ્મતી નગરીના પાલક, હજાર હાથના ધણી ને અપાર ઐશ્વર્યવાળા ચંદ્રવંશી રાજા સહસ્રાર્જુન જમદગ્નિ ઋષિના મ્હેમાન બન્યા હતા. સાથે હૈહયકુળના રજપુતોનું મોટું સૈન્ય હતું.

પરિવાર સહિત ઋષિ એમની મ્હેમાની કરતા હતા.

સમિધ લાવવાનું કામ પરશુએ માથે લીધું ને કાષ્ઠ લઈને એ પાછા વળ્યા.

પરશુરામ આશ્રમમાં આવ્યા.

પણ આ શું ?

આશ્રમ સાવ સૂનો પડ્યો હતો ! એક તરફ ઋષિ જમદગ્નિ નિરાશ ચિત્તે બેઠા હતા. બીજી તરફ માતા રેણુકા પડ્યાં હતાં. એમનાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહેતી; રૂંધાઇ ગએલા ગળામાંથી ‘ હા હોમધેનુ ’ એટલા જ શબ્દો નીકળતા !

ઉદાસ થએલો વસુમાન એક તરફ બેઠો હતો. પરશુરામે આ જોયું. એમને અપાર વેદના થઇ. કારણ જાણવા એ અધીરા બન્યા.

“ મોટાભાઇ, આ બધું છે શું ? ”

વસુમાનને એમણે પૂછ્યું, ને વસુમાને કહ્યું, “ ગર્વિષ્ઠ સહસાર્જુન બળાત્કારે આપણી હોમધેનુ લઇ ગયો ! ”

પરશુરામની આંખો ફાટી ગઇ. એમનું આખું શરીર ક્રોધથી ધ્રૂજવા લાગ્યું.

“ પિતાજી ! માતા રેણુકા ! ગર્વિષ્ઠ કાર્તવીર્યને હણીને હોમધેનુ આ આણી જાણો. ”

હાથમાંની ફરશી હલાવીને રૌદ્ર સ્વરે પરશુરામ બોલ્યા.

ને બીજી પળે શસ્ત્રાસ્ત્ર સજીને એ માહિષ્મતી નગરીને માર્ગે દોડ્યા.

માહિષ્મતી નગરીના દરવાજામાં પેસતાં સહસ્રાર્જુને પરશુરામને આવતા દીઠા ને એ તિરસ્કારથી હસ્યો.

*　　　*　　　*

સત્તર અક્ષોહિણી સેનાનો સંહાર કરીને ભગવાન પરશુરામે સામા થએલા સહસ્રાર્જુન સાથે યુદ્ધ આરંભ્યું.

પાંચસો ધનુષમાંથી એકી સાથે નીકળતાં પાંચસો પાંચસો તીરને પરશુરામે કાપી નાખ્યાં ને વેગથી ફેંકાએલાં પર્વત અને વૃક્ષાદિનો તીક્ષ્ણ ધારવાળી પરશુ વડે એમણે નાશ કર્યો.

પરશુરામ કોપ્યા.

ધનુષબાણ પડતાં મૂકીને, ફરશીને ચમકારે

આકાશ ઉજાળતા ને પદપ્રહારે ધરણી ધ્રૂજાવતા પરશુરામે સહસ્રાર્જુન પાસે જઇ તેના હાથ છેદવા માંડયા.

જેમ કોઇ સર્પની ફેણોને કાપી નાખે તેમ પરશુરામે શત્રુના હજાર હાથ કાપી નાખ્યા ને એનો વધ કર્યો.

સહસ્રાર્જુનનો વધ કરી પરશુરામ માહિષ્મતી નગરીમાં પેઠા. ત્રાસી ગએલાં પુરજનો સંતાઇ ગયાં.

રૌદ્રમૂર્તિ પરશુરામ હોમધેનુ લઇને પાછા વળ્યા.

* * *

સન્ધ્યાકાળે પુત્રના કોપને શાન્ત કરતા જમદગ્નિ ઋષિ બોલ્યા : "બેટા, ક્ષમાથીજ બ્રહ્મતેજ શોભે છે. રાજ્યાભિષેક પામેલા ક્ષત્રિયનો વધ કરવાનું પાપ બ્રહ્મહત્યા કરતાં ય ઘણું વધારે છે. માટે હવે તીર્થોનું સેવન કરી ને યમનિયમો પાળી એ પાપનું પ્રાયશ્ચિત્ત કર."

બીજી સવારે પરશુરામ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા.

( ૨ )

તીર્થયાત્રામાંથી પાછા ફર્યા પછી એક દિવસ વનમાં ઇન્ધન અને ફળફૂલ વીણતાં અચાનક પરશુ-રામને માતા રેણુકાના આક્રંદના ભણકારા સંભળાયા.

એકશ્વાસે એ આશ્રમમાં આવ્યા.

ભણકારા સાચા હતા !

માતા રેણુકા છાતીફાટ રડતાં હતાં. એક ખૂણામાં પવિત્ર પિતા જમદગ્નિનું ધડ પડ્યું'તું ! તાજા લોહીની નીક વહેતી હતી !

પિતાનો વધ થએલો જોઇને પરશુરામને રોમે રોમે ક્રોધ વ્યાપ્યો. રાતી રાતી આંખોમાંથી જાણે એ ક્રોધના તણખા નીકળવા લાગ્યા.

" પિતાજીનું હું વૈર લઇશ. "

સહેજ અટકીને પરશુરામે જાણ્યું ને બમણા ક્રોધથી ગર્જના કરી :

"એ નાચ સહસ્રાર્જુનસુતોનો હું વિનાશ કરીશ; એકેએક દર્પી ક્ષત્રિયને જીવતો નહિ મૂકું."

માતાએ એકવીશ વાર છાતી કૂટી ને પરશુરામે પોતાની ભયંકર પ્રતિજ્ઞા વધારી: "હે સ્વર્ગગામી તાત! એકવીશ વાર આ પૃથ્વી નક્ષત્રી કરીને તમારૂં વૈર લઈશ."

પરશુરામની ક્રોધદૃષ્ટિ ચોમેર ફરી વળી. સહસ્રાર્જુનના હજાર પુત્રોનો નાશ કરી એમણે લોહીની નદીઓ વહાવી.

એકવીશવાર પૃથ્વીને નક્ષત્રી કરી એમણે પિતાનું વૈર વાળ્યું.

* * *

ને એ મહેન્દ્રાચળમાં જઈ વસ્યા.

# યજ્ઞરક્ષા

( ૬ )

પ્રાતઃકાળ થયો ને બ્રહ્મર્ષિ વિશ્વામિત્રનો આશ્રમ જાગી ઉઠયો. વેદધ્વનિની ધૂન મચી રહી : મહાદેવો ને ઇન્દ્રવરુણાદિની ઋચાઓ બોલાવા લાગી.

આશ્રમને એક ખૂણે બે વીરકુમાર બેઠા ને ભાવથી એ ધ્વનિ ઝીલવા લાગ્યા.

સૌ એમના તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોતા હતા.

કોણ હતું એ ?

રાક્ષસોથી બચવા માટે બ્રહ્મર્ષિ જેમને અયોધ્યામાંથી તેડી લાવ્યા હતા, જેમણે આવતાં માર્ગમાં જ સુકેતુસુતા તાડકાનો વધ કર્યો હતો, તે રામલક્ષ્મણની એ જોડી હતી.

સૌ એમના તરફ પ્રેમથી જોતા હતા.

ઋચાઓ બોલાઇ રહી, ને સૌ બીજાં પ્રાતઃકાર્ય પરવારવા ઉઠયા.

ઝટપટ પરવારીને ઋષિઓએ હોમનો આરંભ કર્યો.

વિશ્વામિત્રીને તટે કેટલા ય પ્રાત:કાળ સૂના ઉગ્યા હતા, કેટલી ય સન્ધ્યાઓએ સૂનકાર દીઠો હતો, રાક્ષસભયે ઋષિઓની વેદીઓ હોલવાઇ ગઈ હતી.

આજ હરખાતે હૈયે સૌ ઋષિઓ યજ્ઞમંડપમાં બેઠા. હાથમાં ધનુષબાણ રાખી રામલક્ષ્મણ ચોકી કરવા લાગ્યા.

સમિધો હોમાઈ ને ધુમાડાના ગોટ આકાશમાં પહોંચ્યા. હરખાએલા ઋષિઓના વેદધ્વનિથી દિશાઓ ગાજી ઉઠી.

તાડકાના દીકરા મારીચે ધુમાડો જોયો, વેદ-ધ્વનિ સાંભળ્યો.

"આટઆટલા દિવસથી બંધ પડેલો હોમ પાછો શરૂ થયો ! જોગટાઓએ મારી આજ્ઞા ઉથાપી !"

આમ બોલતો એ યજ્ઞમંડપ તરફ ધાયો. પાછળ સુબાહુ સહિત એના સૈનિકો દોડ્યા.

× × ×

રામજીએ ધનુષનો ટંકાર કર્યો ને દશે દિશા ગાજી ઉઠી.

સનૂનન કરતું તીર છુટ્યું ને આંખ મીંચતામાં મારીચને ઉંચકીને ફેંક્યોઃ ધબ દઇને એ સો જોજન દૂર દરિયાપાર જઇ પડ્યો. બાણુને ફળું નહોતું એટલે વળી જીવતો રહ્યો.

ત્રાડ પાડીને સુબાહુ સામો થયો.

રામજીએ બાણુની હેલી વરસાવી.

ઘોર યુદ્ધ થયું.

ઋષિઓ થરથર ધ્રૂજતા હતા. મન્ત્રદ્દષ્ટાઓ એક બીજાને પૂછતા હતા, કે " થશે શું ? "

× × ×

સમ્મસ્ કરતું અગ્ન્યાસ્ત્ર છટ્યું ને ચીસ પાડીને સુબાહુ પડ્યો.

બીજા રાક્ષસોને લક્ષ્મણજીએ પૂરા કર્યા.

યજ્ઞ પૂરો થયો. હરખાએલા ઋષિઓના જયનાદથી દિશાઓ ગાજી ઉઠી.

× × ×

સન્ધ્યાકાળે જનકપુરથી એક અનુચર આવ્યો ને સૌને આમન્ત્ર્યા: " જાનકીના સ્વયંવર માટે મહારાજ ધનુર્યજ્ઞ કરે છે. આપ સૌને એ નોતરે છે. "

ઋષિમુનિઓ તૈયાર થયા.

બીજી સવારે રામલક્ષ્મણને તેડી બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર સૌની સાથે જનકપુર તરફ ચાલી નીકળ્યા.



# લક્ષ્મણ ને ઇન્દ્રજિત્

રામરાવણનું યુદ્ધ ચાલતું હતું. લંકાને પાદર રામનું સૈન્ય પડયું'તું. દિવસ ઉગે ને લડાઇ શરૂ થાય. રાત પડે ત્યારે બંધ થાય.

સવાર પડયું, લંકાના દરવાજા ઉઘડયા. રાવણનું સૈન્ય જુસ્સાથી ધસ્યું. મોખરે કોઇ વીર સૈનિકનો રથ હતો.

રામજીએ પૂછ્યું : " વિભીષણ, આજે મોખરે કોણ છે ?"

" રાવણનો મોટો દિકરો ઇન્દ્રજિત્."

ઇન્દ્રજિતનું નામ સાંભળી સૌ કહેઃ "ઓહો, એના તે શા ભાર !"

વાંદરાં બધાં ચિચિયારી પાડી ઉઠયાં " ઓહો, એના તે શા ભાર !"

ચારે કોર હો ! હો !

વિભીષણે સૌને શાન્ત કર્યા, ને કહ્યું : " એનું

બળ તો અપાર છે. ઇન્દ્રને જીતી એ ઇન્દ્રજિત્ બન્યો છે: એની સામે કોઈ થતું નથી. સૌ એનાથી બીએ છે.”

બધે શાન્તિ ફેલાઇ. હનુમાનજી કહે ‘‘હા, હા, મેં ય એની વાત સાંભળી છે.”

રામજી—ત્યારે એની સામે કોને મોકલીશું?

વિભીષણ—એ તો આપને ખબર, પણ જેણે છ માસ સુધી અન્નજળ તજ્યું હશે, બાર વર્ષ નિદ્રાનો ત્યાગ કર્યો હશે, એ એને મારશે.

સૌએ આ સાંભળ્યું, બધા શાન્ત થઇ ગયા. એવું કોણ હોય જેણે અન્નજળ તજ્યાં હોય?

રામજીએ ઉંચી ડોકે જોયું. છે કોઈ?

પણ કોઇ ઉભું ન થયું.

સૌને થયું, “અરેરે! આજ હારવું પડશે!”

હનુમાનજી કહે, “ખબર હોત તો તો આવું વ્રત પાળત.”

રામજી—હશે.

રાવણનું સૈન્ય પાસે આવ્યું. વિભીષણને થયું, હવે ?

સૌ કહે, "હવે ?"

ત્યાં તો કોઇ ઉભું થયું. "મોટાભાઇ, મેં આ વ્રત પાળ્યું છે. છ માસ સુધી અન્ન નથી લીધું, જળ નથી પીધું; ને નિદ્રા ય નથી લીધી."

રામજીએ હરખથી ઉંચે જોયું, હનુમાનજી ઉભા થઇ ગયા; સૌ ઉભા થઇ જોવા લાગ્યા.

અરે ! આ તો લક્ષ્મણજી ! નીચું માથું રાખ્યું છે, બે હાથ જોડ્યા છે ને બોલે છે !

સૌ દિંગ થઇ ગયા.

હરખાતાં હરખાતાં રામજીએ પૂછ્યું: "ભાઈ, તેં આ વ્રત ક્યારે પાળ્યું ?"

હાથ જોડી લક્ષ્મણજી કહે, "પંચવટીમાં એક વાર ફળ લેવા ગયો હતો. ભૂખ લાગી હતી, ઝોળી ભરાઇ એટલે મન થયું. બે રૂપાળાં બોર હાથ લાગ્યાં. બોર ખાધાં ને યાદ આવ્યું, અરેરે ! વડિલ પહેલાં આજે બોર ખાધાં ?

"તે દિવસથી ઉપવાસ શરૂ કર્યા."

" ને પાણી ? "

" એક દિવસ ગોદાવરીનું પાણી લાવતાં આવી જ ભૂલ થઈ. તે દિવસથી પાણી પણ તજ્યું. રાતે ચોકી કરતો એટલે ઉંઘ તો લીધી જ નથી. "

લક્ષ્મણજી છાના રહ્યા. રામજીએ બધી વાત સાંભળી. સૌએ સાંભળી. ઉભા થઇ રામજી લક્ષ્મણને ભેટી પડ્યા. હનુમાનજી પગે પડ્યા. સૌ કોઇ પગે પડ્યું, " ધન્ય છે, ધન્ય છે, લક્ષ્મણજીને ધન્ય છે. "

* * *

ઇન્દ્રજિતનું સૈન્ય પાસે આવ્યું. હનુમાનને લઇ લક્ષ્મણ સામા ગયા. ઘોર યુદ્ધ થયું.

ઇન્દ્રજિત્ બળીઓ હતો. એ ઘણું ઝૂઝ્યો; પણ આખર પડ્યો.

જીત મેળવી લક્ષ્મણ પાછા આવ્યા ને મોટાભાઈને પગે પડ્યા. રઘુવીરે એમને છાતી સાથે ચાંપ્યા. સૌ લક્ષ્મણજીને પગે પડ્યા.

આખા સૈન્યમાં આનન્દ, આનન્દ: "ધન્ય છે, ધન્ય છે; લક્ષ્મણજીને ધન્ય છે."

# શ્રી કૃષ્ણનો ગેડીદડો

કાલિંદીનો કાંઠો છે. ગાયો ત્યાં ચરે છે.

ગોવાળિયા ગેડીદડે રમે છે.

શ્રી કૃષ્ણ કહે, "હું ય રમું."

ગોવાળિયા—પણ સાચવજે, દડો ક્યાંક જમનાજીમાં ના પડે.

શ્રી કૃષ્ણ—ભલે પડે. લાવી દેવો મારે માથે.

ધડાધડ ગેડીઓ ધબધબવા લાગી. દડો તો આમ ઉડે ને તેમ ઉડે. એક ગેડીએ તો ક્યાંનો ક્યાં ય જઇ પડે!

ગોવાળિયા—અલ્યા કરશુણિયા, જાળવજે હં, તારો ઘા ભૂંડો છે, હળવે હળવે રમજે.

કૃષ્ણે ગેડી મારી છે, દડો ઉંચે ઉછળ્યો છે, જમનાંજળમાં પડયો છે.

ગોવાળિયા—નો'તા કહેતા; 'અલ્યા જાળવજે!' લે હવે લાવી આપ દડો.

શ્રીકૃષ્ણે કછોટો માર્યો છે, કદંબ ઉપર ચઢ્યા છે, ડાળે હાથ લટકે છે, ને ધબાક ધૂબકો મારે છે.

ગોવાળિયા—રહેવા દે, દડો ગયો તો છો ગયો.

પણ કોણ સાંભળે? ધબાક દઇને ધૂબકો ને કાલિંદીના ધરામાં.

ગોવાળ બધા રડવા લાગ્યા.
જશોદાને જાણ થઈ,
નંદરાજાને જાણ થઇ,
ગોકુળ બધું નદીએ આવ્યું.
માની આંખે આંસુ સરે.

એ કહે, "મારું માણેકડું રીસાયું રે શામળિયા.
તારા મનમાં તે એ શું આવ્યું રે શામળિયા?"

જશોદા કહે, "હું પડું."
નંદ કહે, "હું પડું."

સૌ કહે, "અમે પડીએ."
બળદેવ બધાને વારે છે.

* *

પાતાળમાં એક નાગ રહે,
નામ એનું કાળીનાગ,
કાળીનાગ બહુ ઝેરીઃ

જળ બધું ઝેર ભર્યું. પીએ તે ફાટી પડે.

કાળીનાગનો કે'ર વરતે. ઉડતાં પંખીને ય એ પાડે !

શ્રી કૃષ્ણ—આવા નાગને કેમ રખાય ?

* *

"નાગણી, નાગણી, નાગ ક્યાં છે ?"

નાગણી કહે, "નાગરાજા સૂતા છે."

શ્રી કૃષ્ણ—જગાડ તારા નાગને. જાણતી નથી કાળ આવ્યો છે ?

નાગણી—જા, ભાઈ, તારે રસ્તે જા, નાગદેવ પોઢયા છે, ઉઠશે તો જીવ લેશે.

શ્રી કૃષ્ણ—જાય ક્યાં ? આજે એનું મોત છે.

નાગણી—બેટા, લે આ હીરાનો હાર. નાગદેવને જગાડીશ મા.

શ્રી કૃષ્ણ—હારને હું શું કરૂ? મારે જોઇએ નાગનું માથું.

ફું ફું કરતો સાપ આવ્યોઃ
ફેણે ફેણે અગ્નિ ઝરે,
ફુંકે ફુંકે ઝેર ઝરે.
એ યુદ્ધની શી વાત!
બેય જણ બળીઆ ને
બેય જણ કળીઆ.
નાગ કાંઇ જેવોતેવો નો'તો!
કૃષ્ણે છલંગ મારી છે,
નાગ ફેણ દાબી છે,
નાગ નીચો નમ્યો છે.
નાગરાણી નમ્યાં છે,
પુષ્પહાર પહેરાવ્યા છે.

નાગ—બાપજી, એકવાર માફ કરો, હવે કોઇનો જીવ નહિ લઉં.

શ્રી કૃષ્ણ—તારે અહીં નહિ રહેવાનું. જા રમણક દ્વિપમાં

નાગ—હા મહારાજ.

*  *

કાલિંદીનાં પાણી હાલ્યાં.
નાગ–કૃષ્ણ ઉપર તર્યા.
જશોદાજી આમથી આવ્યાં,
નંદરાજા આમથી આવ્યા,
ગોવાળ સૌ ટોળે મળ્યા.
કૃષ્ણે દડો દીધો છે,
ગોવાળે દડો લીધો છે.
જય કનૈયાલાલકી !



# સ્યમંતક મણિ

( ૧ )

યાદવસભા અંજાઇ ગઇ. દૂર દૂરથી આવતાં પ્રકાશનાં સહસ્ર કિરણોથી સભામંડપ ચળકી ઉઠયો.

સૌ યાદવ ઉત્સુકતાથી પ્રકાશના મૂળ તરફ જોઇ રહ્યા.

યાદવ સત્રાજીત ધીર ગતિએ આવતો હતો. સૂર્યોપાસના વડે મેળવેલો સ્યમંતક મણિ એણે ગળામાં ધારણ કર્યો હતો. ને મણિનું તેજ આખા સભામંડપને ઉજાળતું હતું.

સત્રાજીત અંદર આવ્યો ને યાદવેન્દ્ર ઉગ્રસેનને નમ્યો.

રાજાએ એને આસન આપ્યું.

× × ×

સત્રાજીતે મણિનાં વખાણ કર્યાં, "સૂર્યનારાયણે કૃપા કરીને આપેલા આ મણિનું જ્યાં પૂજન થતું હોય છે ત્યાંનાં આધિ, વ્યાધિ ને ઉપાધિ ટળી જાય છે. પ્રત્યેક પ્રાતઃકાળે એ આઠ ભાર સુવર્ણ પણ આપે છે."

યાદવો આશ્ચર્ય પામ્યા. "વાહ! કેવો દેવતાઈ મણિ!"

યાદવકુળદીપક શ્રીકૃષ્ણ ભગવાનને પણ મણિ ગમ્યો. એમણે કહ્યું, "સત્રાજીત! આ મણિ તો મહારાજ ઉગ્રસેનને ત્યાં શોભે એવો છે! તમે મહારાજને એ ભેટ ન ધરો?"

સત્રાજીતે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

વૈતાલિકોએ મધ્યાહ્નનનાં ગાન ગાયાં ને સૌ ઉઠયા.

( ૨ )

થોડા દિવસ વીતી ગયા.

ઘેર ઘેર વાત ચાલીઃ "શ્રીકૃષ્ણે સ્યમંતક મણિ કાજે પ્રસેનકુમારનો વધ કર્યો!"

કૃષ્ણને માથે ખોટું આળ ચઢયું.

શ્રીકૃષ્ણ સૌને ઘણુંય સમજાવે પણ માને કોણ?

સત્રાજીતનો ભાઇ પ્રસેનકુમાર મણિ ધારણ કરીને વનમાં મૃગયા રમવા ગયો હતો ને ત્યાંથી અદૃશ્ય થયો'તો.

સત્રાજીતે વાત ફેલાવી ને સૌએ માન્યું: કૃષ્ણે મણિ કાજે એનો વધ કર્યો!

અપકીર્તિ ટાળવાને શ્રીકૃષ્ણ તત્પર થયા.

× × ×

" પશુરાજનાં પગલાં! આ જુઓ ઘોડાની ખરીઓ! આ કોઇનો મુગટ!"

વનમાં શ્રીકૃષ્ણ અને થોડાક યાદવો મણિની શોધ માટે ફરતા હતા.

વનના મધ્ય ભાગમાં સૌએ પશુરાજનાં પગલાં દીઠાં. પ્રસેનકુમારનો મુગટ દીઠો.

હવે એમને સમજાયું કે પ્રસેનને તો કોઇ સિંહે માર્યો છે.

સૌ સિંહને પગલે પગલે ચાલવા લાગ્યા.

ખાત્રી કરીને બધા એક પર્વત ઉપર ચઢયા; પણ ત્યાં તો સિંહ મૂએલો પડયો હતો ! કોઇક પ્રાણીએ એને મારી નાખેલો.

પગલાં ઉપરથી સૌને લાગ્યું કે એ કોઇ ભયંકર રીંછ હશે.

રીંછને પગલે પગલે બધા એક ગુફા પાસે આવી પહોંચ્યા.

બીજા યાદવોને બહાર બેસાડી ખુલ્લી તલવારે શ્રી કૃષ્ણ એ બિહામણી ગુફામાં પેઠા. ગાઢ અંધકાર વટાવીને થોડેક જતાં જ મણિનો પ્રકાશ દીઠો ને એ રાજી થયા. મણિ સાથે રીંછનું એક બચ્ચું રમતું હતું. બચ્ચાએ ઉંચું જોયું ને એક કારમી ચીસ પાડી.

વિકરાળ રીંછ રાજા જાંબુવાન તત્ક્ષણ દોડી આવ્યો ને હું હું કરતો શ્રીકૃષ્ણની સામો ધસ્યો.

× × ×

બાર દિવસ વીતી ગયા. સાથેના યાદવો નિરાશ થઇને દ્વારકા પાછા ગયા ને આખી દ્વારકાપુરીમાં વાત ફેલાઇ, કે " શ્રીકૃષ્ણને જંગલી પશુએ મારી નાખ્યા ! "

શ્રીકૃષ્ણનું કલંક ટળી ગયું હતું, સૌ એમના ગુણ સંભારી સંભારી રડતાં હતાં: " અરેરે ! બળવાન શ્રીકૃષ્ણ હવે કયાંથી મળશે ? "

પણ બાર દિવસના ઘોર યુદ્ધ પછી શ્રીકૃષ્ણે જાંબુવાનને હરાવ્યો. જાંબુવાને ભગવાનને ઓળખ્યા એટલે એ એમને પગે પડયો. ને એમને પોતાની કુંવરી પરણાવી.

સ્યમંતક મણિ અને જાંબુવતી સાથે શ્રીકૃષ્ણે દ્વારકામાં પ્રવેશ કર્યો.

ને હર્ષઘેલાં યાદવ નરનારીઓએ શ્રીકૃષ્ણ ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

× × ×

સત્રાજીતને પસ્તાવો થવા લાગ્યો. " અરેરે ! મેં શ્રીકૃષ્ણ ઉપર ખોટું આળ ચઢાવ્યું. "

અપરાધ ટાળવા માટે સત્રાજીતે પોતાની પુત્રી સત્યભામા શ્રીકૃષ્ણ સાથે પરણાવી ને મણિ પણ ભેટમાં આપવા માંડયો.

પણ શ્રીકૃષ્ણે કહ્યું, "મણિ આપની પાસે રાખજો. પ્રત્યેક પ્રાતઃકાળે મળતું સુવર્ણ મને મોકલાવજો."

( ૩ )

પાંડવો લાખાગૃહમાં બળી ગયાની વાત સાંભળી શ્રીકૃષ્ણ ને બળદેવજી હસ્તિનાપુરમાં આવ્યા હતા.

એક સવારે શ્રીકૃષ્ણ ગઢ ઉપર ઉભા હતા; ત્યાં એમણે દક્ષિણ તરફ દૂર દૂર ઉડતી ધૂળ દીઠી.

એમને થયું, "કોણ આવતું હશે એ ?"

ધૂળના ગોટ ઉરાડતો રથ ગઢ પાસે આવ્યો ને અંદરથી વિલાપ કરતાં સત્યભામા નીચે ઉતર્યાં.

વહેલે વહેલે શ્રીકૃષ્ણ એમની પાસે ગયાં.

આક્રંદ કરતાં કરતાં સત્યભામા બોલ્યાં, "દેવ !

કોઇ પાપીએ પિતાજીનો વધ કર્યો છે. દુષ્ટ શતધન્વાનું નામ સૌ લે છે.''

સત્યભામાના દુઃખને હળવું કરતાં શ્રીકૃષ્ણે શતધન્વાનો વધ કરવાનું પણ લીધું.

× × ×

શતધન્વાએ એ પણ સાંભળ્યું ને અક્રૂરજીને મણિ સોંપીને એ નાઠો.

બળભદ્ર અને શ્રીકૃષ્ણ એની પાછળ પડયા.

દિવસના સો જોજન કાપતો શતધન્વાનો અશ્વ આગળ દોડયો જતો હતો, પાછળ એથી ય વધારે વેગે જતા રથમાં બન્ને ભાઇએ એનો કેડો લીધો હતો.

મિથિલા નગરીનું ઉપવન આવ્યું ને શતધન્વાનો ઘોડો પડયો. ભયભીત થયેલો એ પગપાળો જ દોડયો. નીચે ઉતરીને શ્રીકૃષ્ણ પણ એની પાછળ દોડયા.

નિમિષ માત્રમાં પાસે પહોંચી જઇ ને શ્રીકૃષ્ણે

શતધન્વાનું માથું ઉડાવી દીધું ને એનાં વસ્ત્રોમાં સ્યમંતક મણિ શોધ્યો.

પણ એની પાસે મણિ નહોતો !

ખાલી હાથે કૃષ્ણ બળદેવજી પાસે આવ્યા.

પણ બળદેવજીને લાગ્યું કે સત્યભામાને આપવા માટે કપટ કરીને કૃષ્ણે મણિ સંતાડી રાખ્યો હશે.

અપ્રસન્ન થયેલા બળદેવજી વિદેહરાજ પાસે ગયા, ને શ્રીકૃષ્ણને દ્વારકા મોકલ્યા.

દ્વારકા આવીને શ્રીકૃષ્ણે બધી વાત કરી; પણ સત્યભામાને વ્હેમ પડયો કે મણિ આપીને એમના મોટાભાઇને બારોબાર મિથિલાનગરીમાં રાખ્યા છે !

શ્રીકૃષ્ણને ખબર પડી કે મણિ તો કાશી જતા રહેલા અક્રુરજી પાસે છે. વળી લોકો આળ ચઢાવતા કે શ્રીકૃષ્ણે અક્રુરને અહીંથી નસાડી મૂક્યા છે.

છેવટે શ્રીકૃષ્ણે અક્રુરને દ્વારકા તેડાવ્યા ને હસીને કહ્યું, “ શતધન્વાએ તમને મણિ આપ્યો

છે એ વાત હું જાણું છું. એને કારણે અમારા કુટુંબમાં ને દ્વારકાપુરીમાં ક્લેશ થાય છે; માટે તમે એ મણિ એકવાર મને આપો,"

અક્રુરજીએ મણિ આપ્યો.

બધી વાત જાણી પુરજનોને ખૂબ આનન્દ થયો. ને શ્રીકૃષ્ણનું આળ ઉતર્યું.

# દાનપારમિતા

ધીમે પગલે ક્ષત્તા વેસ્સંતરમહાલયનાં પગથિયાં ચડતો હતો.

ક્ષત્તા મહારાજ સંજયનો મુખ્ય હજુરિયો હતો. શિબિરાજની સેવા માટે એણે જીવન સમર્પ્યું હતું.

પણ આજ ક્ષત્તા રાજઆજ્ઞા બજાવવા જતાં ધ્રૂજે છે કેમ ? એની આંખમાંથી આંસુની ધારા વહે છે. દિલમાંથી ઉન્હા નિશ્વાસ નીકળે છે. એનું શું કારણ ?

" કુમાર અંદર છે ? "

ક્ષત્તાએ પ્રવેશદ્વાર પાસે આવીને પૂછ્યુ.

" હા જી " કહે તો વૃદ્ધ દ્વારપાળ ઉભો થયો.

ક્ષત્તાની ભીની આંખો જોઇ એ ચમકયો.

" બાપુ, શું ? "

" કાંઈ નહિ, સ્હેજ. " કૃત્રિમ સ્વાસ્થ્ય લાવતાં ક્ષત્તાએ જવાબ દીધો.

ને એ મહાલયમાં પેઠો.

એક આસન ઉપર યુવરાજ વેસ્સંતર બેઠા હતા. અલ્પવયમાં પ્રાપ્ત કરેલી વિદ્યાકલાનું તેજ એમના વિશાળ ભાલપ્રદેશને દીપાવતું હતું. અંગના અણુએઅણુમાં દાનધર્મની મહત્તા રેલાતી હતી.

ક્ષત્તા અંદર આવ્યો. હરખભર્યે હૈયે નહિ; વેદનાથી ધ્રૂજતે પગલે.

એણે એકવાર ઉંચું જોયું ને પ્રેમથી યુવરાજને પ્રણામ કર્યા.

પણ...પણ રાજ–પ્રજા–આજ્ઞા સાંભરી આવતાં એને આખે ડીલે કમકમાં આવ્યાં, એનાં નેત્રો સજળ બન્યાં.

કુમારે ભાવભીની આંખે આ જોયું: ક્ષત્તાની મુંઝવણ પારખી.

ઉભા થઇને એમણે હેતથી પૂછ્યું, " ક્ષત્તા, શું છે ? "

ક્ષત્તાની આંખમાંથી ચોધાર આંસુ માત્ર નીકળ્યાં, એની જીભ ન ઉપડી.

કુમારે શાન્તવન આપ્યું ને ક્ષત્તાએ ધીરે ધીરે કહ્યું, " બાપુ, કાલે શ્વેત હસ્તિનું આપે દાન કર્યું તેથી પ્રજા બધી રૂઠી છે. એ પવિત્ર હસ્તિ જતાં હવે શિબિદેશના ઉપર ઘણી ઘણી આપત્તિઓ આવી પડશે એમ એ માને છે. ને બાપુ, ક્રોધાંધ પુરજનોએ માગ્યું........"

ક્ષત્તાની જીભ એકવાર અટકી.

કુમારે ફરી શાન્તવન આપ્યું ને ક્ષત્તા બોલ્યો,

" કે કુમારને દેશવટો આપો. મહારાજને એવું ફરમાન કાઢવું પડયું. બાપુ ! "

ક્ષત્તા ભોંયે બેસી ગયો. એની આંખે અંધારાં આવી ગયાં.

× × ×

પિતૃઆજ્ઞા માથે ચડાવી વેસ્સંતરકુમાર પોતાની પત્ની મદ્રીદેવી ને બે કુંવરો સાથે વંક પર્વત તરફ ચાલી નીકળ્યા.

( ૨ )

છ માસ પછી વંક પર્વતની તળેટીમાં એક વ્યાધ ફરતો હતો. તપસ્વી વેસ્સંતર કુમાર માટે એ ફળ વીણતો હતો.

" ભાઇ ! અહીં કુમાર વેસ્સંતર રહે છે ને ? "

કોઇએ એને પૂછ્યું. વ્યાધે ઉંચું જોયું. કોઈ વૃદ્ધ બ્રાહ્મણ એને પૂછતો હતો, " ભાઇ ! અહીં કુમાર વેસ્સંતર રહે છે ને ? "

વ્યાધે ગર્જના કરી, " વળી શું છે ? દેશવટો દેતાં ય હજી કંઈ બાકી રહ્યું છે વળી ? "

વ્યાધ સ્હેજ અટકયો ને રોષ સ્હેજ દબાવીને બોલ્યો, " હવે વળી શી યાચના કરવી છે ? "

બ્રાહ્મણ ચમકયો. છતાં એણે સ્વસ્થ રીતે કહ્યું; " ભાઈ ! હું તો સંજયરાજ તરફથી કુમારને કુશળ સમાચાર પૂછવા આવ્યો છું. "

બ્રાહ્મણના મોં ઉપર વિષાદની એક રેખા તરી આવી; પણ વ્યાધનું ધ્યાન એ તરફ ગયું નહિ, એક ઓરડી તરફ હાથ લંબાવતાં એ બોલ્યો, "આ કેડીએ થઇને ઉપર ચઢો. બાપુ આટલામાં જ મળશે."

બ્રાહ્મણ ઉપર ચઢયો.

એક રમણીય ટેકરી ઉપર વેસ્સંતર કુમારે પર્ણકુટિ બાંધી હતી.

પર્ણકુટિ પાસે સપાટ જમીન ઉપર, બહુ ઓછી નહિ ને બહુ વધારે નહિ એવી જગ્યામાં રચેલા ચક્રમમાં એકાગ્રતા સાધી કુમાર આમ તેમ ફરતા હતા.

પાસે આવીને બ્રાહ્મણે આશીર્વાદ દીધો.

કુમારે ઉંચું જોયું ને પ્રણામ કર્યાં.

વૃદ્ધ બ્રાહ્મણ બોલતો હવો, "હે દાનશ્રેષ્ઠ કુમાર! મારી જુવાન પત્ની એક દાસ ને દાસી માગે છે. હું નિર્ધન બ્રાહ્મણ છું, દાસદાસી કયાંથી લાવું? તારી ઉદારતા સાંભળીને અહીં આવ્યો છું.

તારાં પુત્ર-પુત્રી મને આપ ને તારૂં દાનશ્રેષ્ઠપણું સિદ્ધ કર."

કુમાર સાંભળી રહ્યા.

"અથવા ના કહી દે એટલે હું પાછો જઉં."

વેસ્સંતર કુમાર દાન દેવા તત્પર થયા. કમંડળનું પાણી પડે તે પહેલાં કુમારનાં આંસુઓએ બ્રાહ્મણની હથેળી ભરી દીધી ને દાનેશ્વરી કુમારે બન્ને બાળકો બ્રાહ્મણને સોંપ્યાં.

× + ×

સાંઝે અરણ્યવાસી પશુપંખીઓએ જોયું કે પર્ણકુટિની બહાર એક બાજુએ કુમાર મૌનવ્રત ધરીને બેઠા છે. વિકળ ચિત્તે મદ્રી એમને પૂછે છે. "બાળકો ? બાળકો કયાં ?"

કુમારે મૌનવ્રત છોડયું નહિ.

આમતેમ શોધતી મદ્રીનાં આક્રંદે વનવનનાં પશુપંખીઓ પણ રડી ઉઠયાં.

દૂરથી આવતા વ્યાધે આ આક્રંદ સાંભળ્યું ને એ ધ્રૂજી ઉઠ્યો.

બીજે દિવસે કુમારે મૌન તજ્યું ને રાણીને બધી વાત કહી.

મદ્દીદેવી બોલી, "દેવ, આપે મને કાલે જ આ વાત કેમ ન કહી ?"

વેસ્સંતર બોલ્યા, "તે વખતે તને કદાચ અતિશય ખોટું લાગત ને તું પુણ્યની ભાગીઅણ ન બનત"

મદ્દીદેવી શાંત રહી.

( ૩ )

ઇન્દ્રને ચિંતા થઇ કે કુમાર વેસ્સંતર કોઇક દિવસ પોતાની સ્ત્રીનું પણ દાન કરી દેશે.

આથી તાપસવેશે આવીને એમણે મદ્દીદેવીની માગણી કરી.

દાનશ્રેષ્ઠ કુમારે તરત જ દેવી એમને સ્વાધીન કર્યાં.

ઇન્દ્રરાજ પ્રસન્ન થયા ને મદ્રીદેવી પાછી સોંપતાં બોલ્યા, " કુમાર ! આને મારી અનામત વસ્તુ તરીકે તું રાખી મૂકજે. "

પ્રસન્ન થયેલા ઇન્દ્રે એમને દર્શન દીધાં.

( ૪ )

બન્ને બાળકોને લઇને અવળે માર્ગે ચઢેલો બ્રાહ્મણ શિબિરાજની હદમાં આવી ચઢયો.

કોઇએ જાલીકુમાર ને કણ્હાજિના કુંવરીને ઓળખ્યાં. તે એમને શિબિરાજ પાસે લઇ ગયો.

રાજાએ હરખથી બન્ને બાળકોને ગોદમાં લીધાં.

સંજયરાજે પૂછયું ને બ્રાહ્મણે બધી વાત કહી.

રાજાનું હૈયું ભરાઇ આવ્યું એમણે નોકર ચાકર ને દ્રવ્યાદિ આપી બ્રાહ્મણને સંતોષ્યો ને બન્ને બાળકો પોતાની પાસે રાખ્યાં.

પ્રજાજનોએ વંકપર્વતવાસી કુમારની બધી

વાત જાણી. કુમારને વનવાસ દીધા માટે સૌને હવે પસ્તાવો થવા લાગ્યો.

રાજાજીની પાસે જઇને સૌએ કુમારને પાછા બોલાવવા આગ્રહ કર્યો.

× + ×

હરખઘેલા પિતાજી અને વૃદ્ધ મન્ત્રીશ્વર સાથે કુમાર વેસ્સંતર ને મદ્દાદેવીએ નગરમાં પ્રવેશ કર્યો.

શિબિજનોએ એમને પુષ્પથી વધાવ્યાં.

